# ઉત્તમ અને સસ્તાં પુસ્તકો.

# સુવર્ણમય ભંડાર.

સર ફિલિપ સિડની કહે છે કે;—" જે માણસો વિચારોની સોબતમાં રહે છે; તેઓ કદી પણ એકલા છે સમજવું નહિ. રૂડા અને સત્ય વિચારો મોહ માયા લાલચના સમયમાં દયાના દૂત થઇ પડે છે; અને તેઓ આ આત્માને પવિત્ર જાણીને તેનું સંરક્ષણ કરે છે. વળી ઉત્તમ રૂ બીજ પણ એવા વિચારોમાંજ ગુપ્ત રહેલાં હોય છે, કેમકે .... વચન પ્રાયશઃ રૂડાં કૃત્યે કરવાને આપણને હમેશાં પ્રેરે છે."

"*પુસ્તકો આપણને તરુણાવસ્થામાં સુમાર્ગ દેખાડે છે. વૃદ્ધાવસ્થામાં મન રંજન કરે છે; અને એકલા ઉદાસીમાં હોઇએ તો તે આપણું સમાધાન કરે છે; અને આપણો જીવ આપણને નકામો લાગવા દેતાં નથી. તે આપણી ચિંતા દૂર કરે છે, ક્રોધાદિ વૃત્તિઓને વશીભૂત કરે છે, અને નિરાશાનો નાશ કરવામાં મદદ આપે છે."

એ પ્રમાણે ઉત્તમ પુસ્તકો એ રૂડાં વચનો અને સુવર્ણ-મય વિચારોનો ભંડાર છે. તેમનું સ્મરણ રાખીને પોષવાથી તેઓ આપણા હમેશના સોબતીઓ અને દિલાસો દેનાર થઇ પડે છે.

સ્વ. નારાયણ હેમચંદ્રના "અંશચર્ચા" માંથી.